**IIM ઈન્દોર પાંચ વર્ષનો અભ્યાસક્રમ શરૂ કરશે : ધોરણ ૧૨માં ૬૦ ટકા હોવા જરૂરી**

## ચિદમ્બરમને કેબિનેટમાંથી પડતા મૂકવાની મુરલી મનોહરની માંગ

(પીટીઆઈ.) રાંચી, તા. ૨

વડાપ્રધાન મનમોહન સિંઘ કદાચ થોડા દિવસોમાં જ તેમનાં પ્રધાન મંડળમાં ફેરફારો કરવાના છે, તે પ્રકારના અહેવાલો વચ્ચે ભાજપના વરિષ્ઠ નેતા મુરલી મનોહર જોષીએ, એવી માગણી કરી છે કે પ્રધાન મંડળમાં વડાપ્રધાન ફેરફારો કરે ત્યારે તેમણે પી. ચિદમ્બરમને ગૃહ પ્રધાન પદેથી દૂર કરવા જોઈએ. કારણ કે તેમની ઉપર જુદા જુદા અનેક પ્રકારના આક્ષેપો થઈ રહ્યા છે.

### ગૃહ પ્રધાન સ્પેક્ટ્રમ અને ચૂંટણી કૌભાંડોમાં સંડોવાયા હોવાનો ભાજપના નેતાનો આક્ષેપ

આજે અહીં પત્રકાર પરિષદને કરેલાં સંબોધનમાં ડૉ. જોષીએ કહ્યું હતું કે તમિળનાડુનાં મુખ્ય પ્રધાન જે. જયલલિતાએ તો, તેમની (ચિદમ્બરમની) ઉપર ચૂંટણીમાં પણ ગેરરીતી કરવાના આક્ષેપો કરેલા છે. આ ઉપરાંત તેઓ નાણાં પ્રધાન હતા તે સમયે જ ૨-જી સ્પેક્ટ્રમ કૌભાંડ થયું હતું અને તેઓ ગૃહ પ્રધાન પદે નિયુક્ત થયા ત્યારે ભારતનાં ગૃહ મંત્રાલયે પાકિસ્તાનનાં ગૃહ મંત્રાલયને (ત્રાસવાદીઓની) ખોટી યાદી મોકલી દીધી હતી.

આવા ગંભીર આક્ષેપોને લીધે, તેમને કેબિનેટમાં રાખવા જ ન જોઈએ. તેમ પણ ડૉ. મુરલી મનોહર જોષીએ આજે અહીં પત્રકાર પરિષદને કરેલાં સંબોધનમાં જણાવ્યું હતું.

તે સર્વ વિદિત છે કે તમિલનાડુનાં મુખ્ય પ્રધાન જે. જયલલિતાએ શિવ ગંગા લોકસભા મત વિસ્તારમાંથી પી. ચિદમ્બરમ ચૂંટાયા તે ચૂંટણીની યોગ્યતા વિષે જ પ્રશ્નો ઉઠાવ્યા હતા. પરંતુ ચિદમ્બરમે તે આક્ષેપોનો જવાબ આપાવને બદલે તેમ કહ્યું હતું કે આ સમગ્ર બાબત અત્યારે તો કોર્ટ સમક્ષ પડેલી હોઈ, તમિળનાડુનાં મુખ્ય પ્રધાન જે. જયલલિતાનાં આ પ્રકારનાં વિધાનો કોર્ટની અવમાનના બરાબર છે.

હતું.

એસ.એમ.આઈ.ટી. લુમ્બા નામની મુખ્ય ટગ બોટની મદદે ગ્રેટશીપ ઈન્ડિયાની ગ્રેટશીપ અશ્મી નામની બોટ પણ જોડાઈ

લગભગ દસ માઈલના અંતરે આવી ગયું હતું અને એની મેળે દરિયામાં સરકતું લગભગ સાંજે આઠ વાગ્યે જુહુ ચોપાટી સુધી આવી ગયું હતું. ૧૯ જૂનના રોજ

હતાં. જેના કારણે જુહુ-તારા રોડ ઉપરાંત પાર્લા અને સાંતાક્રુઝના રસ્તાઓ પર ખાસ કરીને શનિ- રવિવારના દિવસોમાં ટ્રાફિક જામની સમસ્યા સર્જાતી હતી.

## ઈન્કમ ટેક્સ પગારદારોનાં રીટર્નની બારીકાઈથી ચકાસણી નહિ કરે

નવી દિલ્હી, તા. ૨

સેન્ટ્રલ બોર્ડ ઑફ ડાયરેક્ટ ટેક્ષીઝ (સીબીડીટી)ના એક વરિષ્ઠ અધિકારીએ જણાવ્યું હતું કે પગારદાર વ્યક્તિઓની આવક વિષે ઝીણવટભરી તપાસ કરવાનો બહુ અર્થ જ નથી. કારણ કે તેથી ઈન્કમટેક્ષ ડિપાર્ટમેન્ટ ઉપર કામનો બોજો વધી જવા સંભવ છે, અને તેથી કોઈ ખાસ લાભ પણ મળી શકે તેમ નથી. આથી જે પગારદાર કરદાતા દ્વારા જો મોટા પાયે રોકાણો થયાં હોય અને કરચોરી થઈ હોવા વિષે પ્રમાણભૂત માહિતી હોય, તો તેવા કેસોની જ ઝીણવટભરી તપાસ હાથ ધરવામાં આવશે.

### અધિકારીઓના વર્કલોડમાં ઘટાડો કરવા લેવાયેલો નિર્ણય : હાઈ-વેલ્યુ રીટર્ન પર જ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવશે

ઈન્કમટેક્ષ ડિપાર્ટમેન્ટ આવા આશરે ૧ ટકા જેટલા કેસો જ આવી ઝીણવટભરી તપાસ માટે હા ધરવામાં આવે છે.

આ નિર્ણયને લીધે દેશના ૩.૪ કરોડ કરદાતાઓ પૈકી, ૧.૫૦ કરોડથી ૧.૭૫ કરોડ જેટલા કરદાતાઓ આવી ઝીણવટભરી તપાસમાંથી છૂટી શકશે. આ પૂર્વે ઈન્કમટેક્ષ ડીપાર્ટમેન્ટે વાર્ષિક રૂ. ૫ લાખ સુધીની કરપાત્ર તેવી પગારની આવક ધરાવતા કરદાતાઓને તો આ વર્ષથી જ ઈન્કમટેક્ષ રીટર્ન ભરવામાંથી મુક્તિ આપવામાં આવી છે. સીબીડીટીએ આ પૂર્વે પણ જણાવ્યું હતું કે વાર્ષિક રૂ. ૧૦ લાખથી ઓછી આવક ધરાવતા પગારદારો અને પેન્શનરોનાં રિટર્નસ વિષે આ વર્ષથી જ ઝીણવટભરી તપાસ હાથ ધરવામાં નહીં આવે. આ નિર્ણયથી પણ આવકવેરા વિભાગ ઉપર કામનો ઓછો થયો છે. મહત્વની વાત તો તે છે કે અત્યારે આવકવેરા ખાતાં સમક્ષ ખૂબ મોટી રકમના સોદાઓ વિષે માહિતીનો ધોધ વરસી રહ્યો છે. આ માટે તેને સેન્ટ્રલ ઈન્ફર્મેશન બ્રાન્ચ જેવાં અન્ય સ્ત્રોતો પાસેથી પણ માહિતીઓ મેળવવી પડે છે. અત્યારે તો સીબીડીટી આવાં ખૂબ મોટી રકમના (હાઈ-વેલ્યુ) સોદાઓ ઉપર જ ધ્યાન કેન્દ્રિત કરી કરચોરી ડામવા મથી રહેલ છે. આ સેન્ટ્રલ ઈન્ફર્મેશન બ્રાન્ચ (સીઆઈબી) સમક્ષ ૨૦૧૦-૧૧માં ૧૪ કરોડ ૭૦ લાખ જેટલા કેસો આવ્યા હતા. જે ૨૦૦૯-૧૦માં માત્ર ૪ કરોડ ૪૫ લાખ જ હતા.



## બેસણું



પીરશ્રી સૈયદ ઈમામશાહ બાવા (મુ.પીરાણા)ના ૧૪માં (ચૌદમાં) સજ્જાદાનશીન અને સતપંથ સનાતન વૈદિક ધર્મના પીરશ્રી **પીરઝાદા સૈયદ શમ્સુદ્દિન બાવા સાહેબ "ખાકી"** નું દેહાન્ત તા. ૧-૭-૧૧ના રોજ થયેલ છે. આપશ્રીનું બેસણું તા. ૪-૭-૧૧, સોમવારના રોજ સવારે ૯થી ૧૧ના સમયે "ખાકી" બાવાનું મકાન, મુ.પીરાણામાં નિર્ધારીત કરેલ છે.

લિ. **સજ્જાદાનશીન પીરઝાદા સૈયદ સલાઉદ્દીન શમસુદ્દીન તથા પીરઝાદા સૈયદ મહંમદ અશરફ શમ્સુદ્દિન**

૩-૭-૧૧ નુ ગુજરાત સમાચાર
૨૦૭, શાન્તી ચેમ્બર, સ્ટેશન રોડ, ભુજ

ગુજરાત સમાચાર - ભુજ આવૃત્તિ -પેજ ૨ તા.

